૭૫૬૯

# બાળ ગાયણો.

બનાવનારની પરવાણગી સહિત પોતાની
નિશાળના બાળકો માટે

છપાવી પ્રગટ કરનાર,

બે૦ દો૦ ભપુ.

મુંબઈ:
વરતમાંન છાપાખાનામાં છાપ્યાંછે.
ધોબીતલાવ, નંબર ૮૭૨.

સને ૧૮૮૧.

કિમ્મત દોઢ આનો.

( આ ચોપડી સને ૧૮૬૭ ના આક્ટ ૨૫ મા મુજબ રજીસ્ટર કરાવેલીછે. )

# ખુલાસો.



શેઠ બે૦ દો૦ ભપુએ પોતાની નીશાલની બાલકીઓને માટે કેટલાંક ગાયણો આપવાની મને અરજ કરી હતી તે અરજને અનુસરી આ સાથ આપેલાં ગાયણો મેં એમની સ્કુલને માટે જોડયાં હતાં, પણ પાછલથી કેટલાક ગ્રહસ્થો તરફથી એ મારી કમાની કોશિસ પર કાંઇક પસંદગી જાહેર કરવામાં આવી, માટે એ ગાયણો છપાવી પ્રગટ કરવાની શેઠ બેરાંમજીએ મારી રજા માંગી અને તેમાં કાંઈ વાંધો ન જોઇ એમને એ ગાયણો જાહેરમાં મુકવાની પરવાંનગી આપતાં મને સંતોશ ઉપજશે. એ ગાયણો બનતાં તુલક સેહેલી અને જાણીતી રાગ રાગણીઓનાં અને બાલકોને સમજ પડે એવી સાદી એબારતમાં બનાવવાની મેં કોશિસ કીધી છે તો પણ એટલું કેહવાની હું જરૂર જોવસ કે એ ગાયણનો અભ્યાસ કરાવ્યા પેહલાં તે માંહે સમાવેલી મતલબનો શીક્ષકોએ તેમને પુરો અર્થ સમજાવવો. મેં એ ગાયણો ખસુસ કરીને બાલકીઓ માટે જોડયાં છે તેમ છતાં છોકરાઓને માટે પણ એ ગાયણો સેહેજ ફેરફાર કરે બંધ બેસતાં થશે. લંબાણ ખુલાશાની અતરે જરૂર નથી. બાલકોમાં ગાયણનો —ખુદાની એ સર્વોતમ બક્ષેસનો—એક હદસરનો સારો શોખ પેદા કરવો એ કેટલું અગતનું છે તે લંબાણથી સમજાવવાની અતરે જરૂર નથી પણ એટલુંજ કહીશું કે થોડાંક નીતીમાંન ગાયણો બાલકોને તેમના અભ્યાસ જોડે સીખવવામાં આવશે, અને આ અથવા એવાંજ બીજાં ગાયણો સ્કુલના શીક્ષકોને પસંદ પડશે તો આ ગાયણનો કર્તા સંતોષ પામસે.

બનાવનાર.

# બાળ ગાયણો*



## બંદગી.

(ઓ પાપી ચોર ચંડાલ)—એ રાહે.

ઓ આલમના આધાર ને હસ્તીના ઓ શાહ,
યાદ તારી હૈડે ધરી, ચાહીએ તુંજ પનાહ!
ઓ આલમ०

મેહેર તારી માયા ભારી હસ્તી સારી કાજ,
ઉપકારી અમ તારાં આદમ કરીમે કારસાજ!
ઓ આલમ०

ચાલતાં, સુતાં, ઊઠતાં, બેસતાં, ધરીએ તારી યાદ,
ખાતાં–પીતાં–હસતાં–બોલતાં ચાહીએ તારી દાદ!
ઓ આલમ०

---

## બંદગી.

—()o()—

### તોટક છંદ.

(સામે આતશ રોશન ઇજદ નમો.)--એ રાહ.

યજદાન નમો ખુબીભર જે બાપ,
ગુણ ગાઓ ઘણા–ઉપકારો અમાપ.
જશ જેના ભારે ને ભારે છે પ્રતાપ,
દુઃખ અમારા પદર કદરે કાપ.— 1,

સુખે દુઃખે સદા સાંભરે સૌ ખુદા,
ગુણ દુર્ગુણ સમજો પાડી જુદા,
સદગુણો થાય માર્ગો તજો ભુંડા,
ધોરણો ધરો ધોરી અને જે રૂડા,— ૨.
માતપીતા ભાઇ બેનો સગાઓ બેશ,
માંગીએ સુખે રહે દાતાર હમેશ,
સુખસંપ વધે દુર થાએ કલેશ,
સંપે વધે સકલ સંસારને દેશ.— ૩.

---

# છોડીઓની ફરજ વીષે.

## ( ગરબી. )

(ચાલો સજની ચંદની રજની ગમતાં ગીતડાં ગાવોજી.)-એ રાહ.

ચાલોરે બેહેનો ગાઇ સમજીએ, આપણી ફરજ સારીજી,
ખુદા તરફનો ભકતી ભાવ તે, પેહેલી ફરજ સંભારી.
ફરજ સારીજી—ચાલો.

પેહેલે ખુદા પછી માબાપ, પછી શિક્ષક સાથીજી,
એ સંધાને માન દેવાની, ફરજ છે તમારી.
ફરજ સારીજી—ચાલો.

ખુદા, માબાપ, ખાવીંદ, બચ્ચાંને હેતથી જે રીઝાવેરે;
તે જણાએ ને ગણાએ, સ્ત્રી સદગુણની ભારી.
ફરજ સારીજી—ચાલો.

---

# ગાયણ વીષે.

## (ગરબી.)

(ગાંમ છે—ગાંમ છે.)—એ રાહ.

ચાલની ચાલની ચાલની રે,
બેહેનો ગરબીઓ ગાઇએ સારાં નાંમની—ટેક.

ગાયણ ગાઇને ધંધા કેરે,
વેલા વીતાડયે વિના કામની રે—બેહેની.
નીંદોત વાતે વેલા ન કાઢતાં,
નિતી ગાઇ શિખ્યે વિના ખામની રે—બેહેની.
ફુરસદ સમે ગાયણ શિખાડશે,
શિખ સારી સ્ત્રીને વિના કામની રે *—બેહેની.

---

## સચ્ચાઇ વીષે.

### (ગરબી.)

(નીર ગોરી ચલી ભરનેકુ)—એ રાહ.

રહે શોભી સારી સચ્ચાઇ સકલ સંસારે ખરે—ટેક.
જુઠું જાણે નહી કદી સાચું વદી નિત,
સાચો નાર તે વ્હાલ વડોલો બેશ કુટુંબીનું હીત.—રહે.
પાલે બચ્ચાં ભાઇ બેનો નાર તે સદ સચ્ચાઇ આધાર,
ધનધન તને હજાર કહું સતવંતી એએ નાર !—રહે.

---

## લગનસરા વીષે. †

### (ગરબી.)

(હામલીઆને વિનંતી કરીને)—એ રાહ.

ચાલો રે બેહેનો સાથે મલી ગાઇએ,
ધન ધન દહાડો આજે રે.—ચાલો.

---

* વગર કામની સ્ત્રીને સારી શીખામણ મલશે.

† આ ગાયણ લગનસરાને વખતે ગાવા એક રમુજ અરથે આપવામાં આવ્યુંછે અને "સપરતજી" ને "સાકરવહુની". જગ્યાએ કોઇબી પરણતાં જોડાના નાંમ સેહેલાઇથી આપી સકાશે.

નામ સપરતજી સાથે સાકરવહુ
નાં લગન તે રંગરાગે ગાજે રે.—ચાલો.
વર વેપારી ધંધાદારી,
ધમ ધમ જાય ધંધા કાજે રે.—ચાલો.
સાકરવહુ અને સપરતજીની તે,
બંધ બેસતી જોડ બીરાજે રે.—ચાલો.

---

## સાદાઈ વીષે.

(પદ.)

(આ જગતની રચના કેરો નારાયણ નીમ ભારે રે)—એ રાહ.

નિચી નાર તે નીચમન રાખે, સાદાઇને ધિક્કારે રે.—ટેક.
ઘરણાં ગાંઠાંમાં ગુણ ગણીને, પેહેરવા લાભ બહુ રાખે રે,
પાછલથી પસતાવો આવે, ફલ ચાખે તે વારે રે.—નીચી.
સ્ત્રી સદગુણ તે સારો સણગાર છે, સુંદરતા સાદાઇમાં રે,
ભલી નાર સદગુણી કેહેવાય, અક્કડ તજે જ્યારે રે—નીચી.
ભલાં થજો બેહેનો ઘણું ભણીને, ગુણ અવગુણ પીછાંણજોરે;
સાર અસારનો * વિચાર કરજો, નાર ભણેલી ત્યારે રે—નીચી

—o—

## માબાપ તરફની ફરજ વીષે

(હારી.)

(નીંદ તો ગમ ભુલાવે, જીવ નચીંત થાવે)—એ રાહ.

બાલકો તમ સત એ માનો રે
તમ ફરજ જાણો રે—ટેક

---

* સારાં નરસાંનો.

માત પીતાની નીત સેવા ઉઠાવી,
બાલકો તમ પાલણ કરજો રે ;
બાલપણ વખતે આધાર તમારો,
તેનો ઘડપણ ટેક થજો રે—બાલકો૦
ઘડપણ વખતે આશ કરે રે,
માબાપ માટે પાલણ તમારી *
તાબેદાર ફરજંદ થઇ રહી કરજો રે
સુખી તેમને સદા ભારી—બાલકો૦

---

## કંકાશ વીષે

### (પદ)

(સાચું એક બ્રહ્મનાંમ)—એ રાહ.

તજો બેહેનીઓ કજીઆ કંકાશ,
તજો જેમાં બુરાસ રે;
બુરા સ્વભાવે કજીઆ બોરો,
નક્કી માનજો તમો નાસ રે—તજો૦
જબાંનમાં જેની માન નહીં કંઇ,
નહીં તાબામાં રાખે રે;
ઉછાછલા સ્વભાવે કરી,
સખુન સદ્દગુણોના સાંખેરે—તજો૦
કજીઆ કંકાશ તે બુરાઇનું નામ,
નાશ વિનાશનું ધામ રે;
માટે બેહેનીઓ સમજ લઇ
તજો કજીઆનાં કાંમ રે—તજો૦

---

* માત પીતા પોતાનાં પાલણ માટે તમારી આશા કરે.

# મીત્રાઈ વીષે.

(અહો ધન ધન રે સતી નાર)—એ રાહ.

અહો ધન ધન રે મીત્રાઇ સાર !
ગુણ તે શા ગાઉ.—ધન ધન રે
સુખે દુખે સહુ, સધીઆરો સારો
સર્વ મીત્રે નર નાર—અહો ધનધન રે
સદ પ્રેમે જો મીત્રાઇ કીધી હોય
(તેના) લાભો અનેક હજાર—અહો ધન ધન૦

---

# ઘર ધંધા વીષે.

(કનકવો મારો કંગુરે કબજ કેવો રે.)—એ રાહ.

બેહનીઓ કહુ ઘરધંધો તે નીચ ના જાણો રે,
નાર તે ભલી ખરે—ઘરધંધો સારો કરે.—બેનીઓ૦

કાતું તુતું સાંધવું સહુ,
ભલુ ભોજન રાંધવું કહુ;
ન જાણે જો તે એક નાર,
નાર તે કેહેવાય નહીં,
ફરજ જો ના કરે સહી,

ઓરત નાંમ હલકું પાડે તે તમ સત્ય માનોરે.
બેનીઓ૦

કાઢે કુવે થકી એંચી નીર,
મેહેનતથી સુખે રહે શરીર,
રાંધે સીધે સાંધે કરે કાંમ,
કર કસરે વિના ખાંમ,
રાખે ખુદ ખાવીંદ નાંમ,

ભણેલી પુરી ભલી નાર તેજ માનો રે—બેનીઓ૦

# નીશાલોમાં ઈનામના મેલાવડા–વીદ્યાને ઉતેજન. *

(દર ચાલે હાલે દીલમાં નોધી લો) એ રાહ.

આજ રંગ રાગ બની રેહ્યા છે
મલી સાથે સૌ ગાવો;
વિદ્યાનો વધારો થાય,
વિદ્યા સુખ સાધણ કહેવાય,
વિદ્યા ધન રૂડાં ગણાય,
એમ ગાઈ તમ મન રીઝાવો.– આજ રંગ

આળસાઈ, લુચ્ચાઈ, ચોટાઈને,
દુરગુણો બીજા ભારે;
તજી ચીતે ભણવું નીત,
રાખવી ભણવે રૂડી રીત,
સીક્ષક–શીક્ષા આપણું હીત,
એમ જાણો સૌ આવારે.— આજ રંગ

ચીત્તે ભણવે લાભ અનેક,
ઇનામો સારાં પાંમે;
ગ્રહસ્થો આભાર માનીએ અમ,
વિદ્યાને વધારો તમ,
નિશાળ વધે આ હરદમ,
ચાહીએ સાહેબો સાંમે.— આજ રંગ

---

* આ ગાયણ શેઠ બે૦ દો૦ ભપુની નીશાલના છોકરાંને ઇનામ આપતી વેળાએ કીધેલા મેળાવડા સાંમે ગાવામાં આવ્યું હતું.

જાહેર ખબર.

---

# આ બાળ ગાયણોની ચોપડી

ધોબીતલાવ રાયલ બેકરીમાં બ૦ દ૦

ભાપુની નીશાલમાંથી મલશે.

---